ીય ગ્રંથમાળા—મણકો ૪.

# બાળ-વાડી

## (ભાગ ૧ લો)

બાળવર્ગ અને પહેલા ધોરણ માટે.

રાષ્ટ્રીય ગ્રંથમાળા કાર્યાલય—સુરત.

કિં. ૦-૧-૬

રાષ્ટ્રીય શાળાનાં
બાળકો માટે
તૈયાર કરેલી
આ નાનકડી પોથી
સ્વરાજ્યવાડીનાં
બાલ-પંખીડાઓનેજ
સમર્પણ.

सा विद्या या विमुक्तये ।

આ કાર્યમાં મદદ માટે
ભાઈ જુગતરામ દવેનો
અને
કવિતાના લખનારાઓનો
આભાર.

કલ્યાણજી.

સુરત—ખપાટીયા ચકલા "જૈન વિજય" પ્રી. પ્રેસમાં મુલચંદ
કસનદાસ કાપડીયાએ છાપ્યું. અને સુરત-લીમડાચોકમાં
કલ્યાણજી વિઠલભાઇ મહેતાએ પ્રગટ કર્યું.

# બાળ-વાડી

## ખંડ ૧ લો

(બાળવર્ગ માટે)

૧

### ઈશ્વર પ્રાર્થના

(દોહરા)

ઓ ઇશ્વર ભજીએ તને
સારું છે તુજ નામ;
ગુણ તારા નીત ગાઇએ,
થાય અમારાં કામ. ૧

હેત લાવી હસાવ તું,
સદા રાખ દીલ સાફ;
ભુલ કદી કરીએ અમે.
તો પ્રભુ કરજે માફ.

(બાળપોથી)

૨

# શીખામણ

પરોઢીએ નીત ઉઠીને, લેવું ઇશ્વર નામ;
દાતણ કરી નાહ્યા પછી, કરવા પાઠ તમામ. ૧

કહ્યું કરો માબાપનું, દો મોટાંને માન;
ગુરૂને બાપ સમા ગણો, મળશે સારૂં જ્ઞાન. ૨

જુઠું કદી ન બોલવું, તજવું આળસ અંગ;
હળી મળીને ચાલવું, રાખો સારો સંગ. ૩

---

નિત જવું નિશાળમાં, ભણવું ચોડી ચિત્ત;
ગુરૂની શિક્ષા માનવી, રૂડી રાખી રીત.

રાખો નહિ મન રમતમાં, સમજો સારી પેર;
નિશાળમાંથી નીસરી, જવું પાંસરૂં ઘેર.

દલપતરામ.

૩

# રંગીલા ઉમંગી સિપાઈ

રંગીલા ઉમંગી સિપાઇ !
નાનડીઆ આવો સૌ ભાઇ !
ધ્વજા ઉડાવો શી શોભાય !
પવને કેવી ફર ફર થાય !

જુઓ હિંદુનો રંગ સુહાય,
રાતો શુકન શુભ મનાય,
ચાહે લીલો મુસલમાન,
સંપી ચાલો ભાઈ સમાન.

પારસી બીજા બંધુ રહ્યા,
સફેદમાં સૌ આવી ગયા;
ધ્વજા સર્વની એમ ગણાય,
જોતાં કેવાં દિલ હરખાય !

જુઓ રેંટીઆનું નિશાન,
એજ આપણી તોપ મહાન !
રંગીલા ઉમંગી સિપાઈ!
નાનડીઆ આવો સૌ ભાઇ !

કલ્યાણજી.

૪

# મા વિષે કવિતા

(ચોપઈ)

માને દેખી બહુ હરખાઉં, દોડી દોડી સામે જાઉં;
ચાંપે લઇને છાતી સાથ, બોકી દઇને ભીડે બાથ. ૧
ધવરાવે લઇ ખોળા માંચ, પંપાળીને રાજી થાય;
મારૂં મુખ જોઇ હરખાય, દુખડાં સર્વે ભૂલી જાય ૨
મીઠા લાગે મારા બોલ, જાણે પંખી કરે કલોલ;
સારૂં ખાવું આપે માત, બહુ સંભાળે મારી જાત. ૩
રડતો જાણી મને લગાર, ગભરાતી દોડે તે વાર;
હસું રમું તો બહુ ખુશ થાય, ઉંઘાડવાને હાલો ગાય. ૪
માંદો પડતાં ઓસડ પાય, પેટ ભરી મોડી નવ ખાય,
સૌથી તારૂં હેત અપાર, બહુ માનું તારો આભાર. ૫

(પહેલી ચોપડી)



૫

# ચાંદો

મા, મને ચાંદલીઓ વહાલો,
ચાંદલીઓ વહાલો,
મા, મને રમવાને આલો.
નવ લખ તારા વીણી મા,
મારા ગજવામાં ઘાલો;
મા, મને ચાંદલીઓ વહાલો.
અર્ધો ધરે મુગટ, આખો ધરે મા,
આવે ન કદી ઠાલો,
તેજ તેનાં મારી આંખોમાં આંજો,
મા, ઉડતો ઝાલો;
મા, મને ચાંદલીઓ વહાલો.

(બાળપોથી)

૬

# મેઘરાજા

(ગીત)

મેઘ મેઘ રાજા, આકાશે ગાજ્યા;
વીજળીની તરવાર ને પવનનાં વાજાં,
મેઘ મેઘ રાજા.
વીજળીથી વિખેરાય વાંદળાંઓ ઝાઝાં,
વરસે વરસાદ અને છોડ થાય તાજા.
મેઘ મેઘ રાજા.
રેલ આવે નદીમાં, ને પાણી મૂકે માજા;
રેલ આવે હૈયામાં તો હું એ મારો રાજા.
મેઘ મેઘ રાજા.

નૂતનશ્રી

---

૭

# મેઘ ધનુષ

(ચોપાઇ.)

મેઘ ધનુષ આકાશે ચઢે, રવિ ટંકાર કરે તે વડે.
ગાજે ઘરરર તેનો નાદ, લડાઇમાં વાજાંનો સાદ.
સુરજ વાદળાં સાથે લડે, ત્યારે મેઘની ધારા પડે.

નૂતનશ્રી

૮

## વીજળી

વીજળી રાણી સાંભળ વાણી,
મેઘરાજાની વહાલી રાણી.
આવ રે વીજળી ઉજળી રાણી,
અજવાળામાં તું મહારાણી.

નૂતનશ્રી.

---

૯

## ફરજ

(ચોપાઈ)

ભાઇ નિશાળે જઇને ભણે,
બાપા ખેતરમાં જઇ લણે;
બેન નદીનું પાણી ભરે,
રસોઇ સહુ માટે મા કરે.
પ્રભુએ સોંપ્યાં જે જે કામ,
બજાવતાં તે સહુએ આમ;
ભણી ગણી આગળ વધું તેમ,
એ મુજ જીંદગીની શુભ નેમ.

નૂતનશ્રી.



૧૦

# ગાય

(ચોપાઇ)

કાળી ધોળી રાતી ગાય,
પીએ પાણી ચરવા જાય;
ચાર પગો ને આંચળ ચાર,
વાછરડાં પર હેત અપાર. ૧
પગમાં ખરી ને તેમાં ફાટ,
સુંદર શોભે એનો ઘાટ;
પાછળ પુંછડા પર છે વાળ,
તેથી કરે શરીર સંભાળ. ૨
કાન શીંગ બે મોટી આંખ,
પુછડાથી ઉડાડે માખ;
નરમ રૂંવાંટી લીસું અંગ.
ગેલ કરે વાછરડાં સંગ. ૩
દે દૂધ તે ધોળું દેખાય,
સાકર નાખી હોંસે ખાય;
દહીં માખણ ઘી તેનાં થાય,
તેથી બહુ ઉપયોગી ગાય. ૪



૧૧

# બકરીનું બચ્ચું

(ચોપાઇ)

જો પેલું બકરીનું બચ્ચું
કુદ કુદ કુદકા મારે,
વાંકી ડોક ઠમ ઠમ ઠમકે
હરખાઇ શું ભારે !
રે પેલી બકરી મા એની
પાસે હોય ન જયારે,
બેં બેં બેં બેં કરતું એ તો
બુમો પાડે ત્યારે,
માતા આવે ત્યારે કેવું
બચ બચ કરતું ધાવે !
ધાવી પાછું કુદકા મારે,
કેવો હરખજ આવે !
હું પણ મારી માડી આવે
તો કેવો હરખાઉં !
મા, મા, મા, મા, કરતો હું તો
કેવો પાસે જાઉં !

ખબરદાર.

૧૨

## આગગાડી

ભાઇઓ ! ચાલો તમે અગાડી,
કરીએ આજ ભલી આગગાડી–ટેક.

એક તો મોટું એન્જીન બનીને,
સહુની પહેલાં ચાલો;
એક પછી એક ઉભા રહીને,
આગળનાને ઝાલો–ભાઇઓ.

છેવટનો એક ગાર્ડ બનીને,
આજ્ઞા આપે જયારે;
મોટી સીસોટી વાગે એન્જીનમાં,
ચાલવા માંડો ત્યારે–ભાઇઓ.

વેગ વધારી ચાલવા માંડો,
ચાલતાં સ્ટેશન આવ્યું;
ગાડી ઉભી રહી થોડા વખત ત્યાં,
પૂરું નહિ જોવાયું- ભાઇઓ.

આગળ ચાલતાં પૂલ આવેલો,
તૂટેલો એક મોટો;
ખબર પડી નહિ તેથી કડી ધૂમ,
ભાગી ગાડી થઇ ગોટો—ભાઇઓ.

જબરા જન ત્યાં ઉભા થઇને,
સહુને ઉપર કાઢે,
સાજાં સારાં સૌ જીવતાં નીકળ્યાં,
ખુશી થવું આ દાડે—ભાઇઓ.

(શાળાપત્ર.)

---

રાજા રામ રામ રામ!
સીતા રામ રામ રામ!

૧૩

# ફૂલવાડી

આવ રે વરસાદ, ઘેબરીઓ પરસાદ;
ઉની ઉની રોટલી ને કારેલાંનું શાક.
આવરે વરસાદ, નેવલે પાણી;
નઠારી છોકરીને દેડકે તાણી.

+ + +

દિવાળીના દિવસમાં ઘર ઘર દીવા થાય;
ફટાકડા ફડફડ ફુટે, બાળક હરખ ન માય.

+ + +

રવિ પછીનો સોમ છે, ત્રીજો મંગળવાર;
ચોથો બુધ ગુરૂ પાંચમો, પછી શુક્ર છે વાર.
શનિવાર તે સાતમો, છેલ્લો વાર ગણાય.
એમ એક અઠવાડીઉં સાત વારનું થાય.

× × ×

લાલ પીળો ને વાદળી, મૂળ રંગ કહેવાય,
બાકીના બીજા બધા, મેળવણીથી થાય.

× × ×

રાંમ નામ લાડવા, ગોપાળ નામ ઘી,
કૃષ્ણ નામ ખાંડ ખીર, ઘોળી ઘોળી પી.

* * *

જય જય ગરવી ગુજરાત !

*   *   *

જય જય જય જય હિંદુસ્થાન !

*   *   *

અમે હિંદી હિંદી હિંદી, છે હિંદ અમારો દેશ.

*   *   *

જય સ્વદેશ ! જય સ્વરાજ્ય !

---

૧૪

## ઉખાણાં

ગણ્યા ગણ્યા નહિ, છાબડીમાં માય નહિ,
તોય મારા આભલામાં નાય ?

—તારા

થાળી ભરો રાય કોઇથી ન ગણાય ?

—તારા.

છાપરે છાપરે મોતી વેરાય ?

—વરસાદ.

છાપરે છાપરે ચાદર પથરાય, ?

—તડકો.

ઢીંચણ જેટલી ગાય, નીરે તેટલું ખાય ?

—ઘંટી.

લાકડાની કુકડી ને લોઢાની ચાંચ,
સાંજ સુધી રમે તો ઈંડાં મૂકે પાંચ ?

—રેંટીયો.

આટલા અમથા ગોરધનદાસ,
લુગડાં પહેરે પાંચ પચાસ ?

—કાંદો.

કાકા રે મેં કૌતક દીઠું,
ભર્યાં તળાવમાં રમતું દીઠું,
પાણી છે પણ પીતું નથી,
ઘાસ છે પણ ચરતું નથી,
એ જનાવર મરતું નથી ?

—હોડી.

---

વંદેમાતરમ્

# ખંડ ૨ જો

## (ધોરણ ૧ લા માટે)

## ઈશ્વરનું ભજન

(પદ.)

વીસરૂં નહિ પ્રભુ નામ,
કદી હું વિસરૂં નહિ પ્રભુ નામ—ટેક.
ચંદ્ર સુરજ ને અગણિત તારા,
કર્યાં ઉજાસને કામ-કદી હું—૧
બહુ ઉપયોગી આપી હવા તેં,
બેસે નહિ કંઇ દામ-કદી હું—૨
અન્ન દીએ છે વરસાદેથી,
પાળે જીવ તમામ-કદી હું—૩
ગાય ભેંસને દુધ દહીં દેવા,
સરજાવી સૌ ઠામ-કદી હું.—૪
ઝાડ પાન ફળ ફુલ બનાવ્યાં,
આંબો ગુલાબ બદામ-કદી હું.—૫
દયા કરી સેવકને આપો,
બહુ વિદ્યા સુખ હામ-કદી હું.—૬

(પહેલી ચોપડી)

૨

# બાળકોને શિખામણ

કપડાં સાદાં ચોકખાં પહેરી
નિત્ય નિશાળે જઇએજી;
માત પિતાને વંદન કરીને
ગુરૂને પાયે નમીએજી.
ભણતી વેળા ધ્યાન દઇને
પૂરૂં શીખી લઇએજી;
નહિ સમજાયે ત્યાં અટકીને
પૂછી સમજી લઇએજી.
સંગત કરવી સારાં જનની
મીઠાં વચનો વદીએજી;
જુઠાણાનું નામ નહિ લો
સાચે સાચુ કહીએજી.
સાચું કહેતાં દુઃખ પડે કંઈ
તેથી લેશ ન ડરીએજી;
સાચાને ના આંચ કદી કંઇ
અંતે સુખીઆં થઇએજી.

કલ્યાણજી.

૩

# ખાદીની ટોપી

મા મને ખાદીની ટોપી અપાવ,
ખાદીની ટોપી અપાવ,—મા મને. ટેક

ખાદીનું પહેરણ ખાદીની ધોતી કે,
ખાદીની લેંઘી પહેરાવ.—મા મને૦

ખાદીનું દફતર, ખાદીના જોડા,
ખાદીથી સુંદર બનાવ.—મા મને૦

બાપુ ગાંધીની દેશી નિશાળમાં,
સ્વદેશી ભણતર ભણાવ.—મા મને૦

પ્રીતે પ્રભુજીનાં ભજનો ગાતાં,
રેંટીયો રૂડો કંતાવ.—મા મને૦

સ્વરાજ્ય લેશું સુતરને તાંતણે,
ખાદીનો મહીમા ગવરાવ.—મા મને૦

દોલતરાય સુંદરજી દવે.

૪

# માબાપની સેવા

(દોહરા)

ઘરડાં લુલાં આંધળાં, ગરીબ મા ને બાપ;
માધવ તેનો દીકરો, સેવા કરે અમાપ. ૧
માધવને માબાપ કે', સાંભળ મનની વાત;
ધન ને આંખો હોત તો, તીરથ કરવા જાત. ૨
મન પરખી માબાપનું, કરવા ધારી સુખ;
કાવડ કરીને ફેરવું, તો જાયે આ દુઃખ. ૩
મનસુબો એવો કરી, કરી કાવડ તૈયાર;
બે પાસે બેસાડીઆં, માત પિતા તે વાર. ૪
ખાંધે કાવડ ભેરવી, તીરથ કરવા જાય;
માધવના આ હેતથી, સૌને અચરજ થાય. ૫
ધન ધન આવા દીકરા, ધન ધન મા ને બાપ;
દીકરા સારા હોય તો, રહે નહિ સંતાપ. ૬
સઘળાં તીરથ ફેરવી, ઘેર ગયો જે વાર;
માત પિતા રાજી થયાં, દે આશિષ અપાર. ૭
ફરજ બજાવી દીકરે, કીધી પ્રભુએ મેર;
સુખ આપે માબાપને, થાયે લીલા લેર. ૮

(પહેલી ચોપડી.)

૫

# ચાંદો

મા ! મા ! ચાંદાને બોલાવ,
મુજ શું રમવાને તેડાવ.
તારલિયા સંગે તે ભમે,
મારી સાથે શું નહિ રમે ?

જો જો મા ચાંદો શો હસે !
સાંભળ્યું મારૂં બોલ્યું હશે ?
મા ! મા ! જોને ચાંદો વળી,
મારા સામું જુવે લળી !

લે, લે, ચાંદા ઘુઘરો લે,
આવને આપણ રમીએ બે.
ધીમાં ધીમાં પગલાં ભરી,
શું ચાંદો જાયે ઘર ભણી ?

હેં મા ! એનું ઘર કયાં હશે ?
શેનાથી એ રમતો હશે ?
મા ! ચાંદો રાતે કયમ રમે ?
સૂર્ય તાતથી શું તે ડરે ?

જ્યારે જ્યારે દાંડે રમે ?
વીલે મોડે કેવો રડે !
માડી એને તું બોલાવ,
મને ઘડી રમવાનો ભાવ.

ચંદુલાલ દેશાઇ.



૬

# કોયલ

(ચોપાઈ)

કોયલડી ! તું ક્યાં સંતાય ?
મીઠાં ગીતડાં ગાતી જાય.
શોક થકી તું દીસે દૂર,
નિત્ય રમે હર્ષ તણે પૂર.—૧

મીઠો સ્વર તુજ અનુપમ દીસે,
હું નવ જાણું તું ક્યાં વસે.
ક્યાંથી શીખી અદ્ભુત ગાન !
ખરે સ્વર્ગ છે એનું સ્થાન.—૨

કુહૂ કુહૂ કરી કરી વારંવાર,
અમી વરસતો તુજ ઉચ્ચાર;
શિખવે મુજને ગાન રસાળ,
આપું આંબામોરની માળ.—૩

નરસિંહરાવ.



૭

# ફરી ફરીને કરવા વિષે

(દોહરા)

કરતાં જાળ કરોળીઓ, ભોંય પડી ગભરાય;
પણ તૂટેલે તાંતણે, ઉપર ચઢવા જાય. ૧

મે'નત તેણે શરૂ કરી, ઉપર ચઢવા માટ;
પણ પાછો હેઠે પડયો, ફાવ્યો નહિ કો ઘાટ. ૨

એ રીતે મંડયો રહ્યો, ફરી ફરી બે ત્રણ વાર;
પણ તેમાં નહિ ફાવતાં, ફરી થયો તૈયાર. ૩

હીંમત રાખી હોંસથી, ભીડયો છઠ્ઠી વાર;
ધીરજથી જાળે જઇ, પોંચ્યો તે નિર્ધાર. ૪

ફરી ફરીને ખંતથી, યત્ન કર્યો નહિ હોત;
ચગદાઇને પગ તળે, મરી જાત વણ મોત. ૫

એ રીતે જો માણસો, રાખી મનમાં ખંત;
આળસ તજી મે'નત કરે, પામે લાભ અનંત. ૬

(બીજી ચોપડી.)

૮

# વાંદરી

(ચોપાઇ)

જો પેલી ઉભી વાંદરી,
આસે પાસે જોતી ફરી !
કેવું લાંબું એનું પૂંછ,
સુંદર કેવું વાળે મૂંછ !
ચણા કોઇએ નાખ્યા ત્યાંય,
ચપ ચપ તે ઉપાડી ખાય,
ઝડપે બન્ને ગાલો ભરી,
પછી ખાય બેસીને ઠરી !
પેટે તો વળગાડી બાળ,
ઝાડે ઝાડે મારે ફાળ.
કરે ખીજવવાની કો વાત,
કચ કચ કરતી પીસે દાંત !
શીખવો તેવા ચાળા કરે,
જુઓ મદારી પેટજ ભરે !
સમજ્યા વગર નકલ જે કરે,
તે તો નક્કી વાંદર ઠરે.

ખબરદાર.

૯

# કાપણી

(રાગ—કલ્યાણ.)

આવો આવો આમ, હે બાળકો તમામ;
આપણે ઉમંગે કરીએ, કાપણીનું કામ.—ટેક

જો જો પેલી વાદળીઓ, વરસીને ચાલી જાય;
બાર માસનું અનાજ પીરસી, સંપે રહે સદાય—આવો.

ખેતર માંહે ઉભરાયો છે, કેવો સુંદર ફાલ !
લણીએ ચાલો ખંત ધરીને, કાં કરીએ સૌ કાલ—આવો.

વાંકું દાતરડું લઈ હાથે, ડુંડાં કાપો આમ;
લઈ ખળામાં ઢગલો કરતાં, રાખો હૈયે હામ—આવો.

અનાજની લણણી પુરી થઇ, કાપો સર્વે ઘાસ;
ચાર ઘાસની કોળી લઇને, મુકો સૌ આ પાસ-આવો.

પુળા કરી ગાડામાં નાંખી, પુરૂં કરીએ કામ;
ઘેર જઇ વાળુ કરી સરવે, લો ઇશ્વરનું નામ—આવો.

(વાચનમાળા.)

૧૦

# કપાસનો છોડ

(ચોપાઇ)

કપાસનો આ સુંદર છોડ,
ઝીંડવાં કેવાં જોડાજોડ;
ફાટે ઝીંડવાં કપાસ થાય,
ચરખે પીલી રૂ લેવાય.

રૂ પીંજી ઝીણું કંતાય,
તો તેમાંથી સુતર થાય;
સુતર શાળ મહીંજ વણાય,
તેનાં સુંદર કપડાં થાય.

માતા તેનાં લુગડાં શીવે,
પહેરાવી બાળક રીઝવે;
લુગડાં ફાટાં તૂટાં થાય,
તેનો પણ ઉપયોગ કરાય.

તેને કુટી મેંદો કરે,
ને તેમાંથી કાગળ બને;

કાગળ પર અક્ષરો છપાય,
ને તેની ચોપડીઓ થાય.

ઇશ્વરનો આપણુને બોધ,
તેની આ પુસ્તકમાં નોંધ;
નિશાળમાં ગુરૂજીની પાસ,
પુસ્તક વાંચી કરૂં અભ્યાસ.

ભણી ગણીને મોટો થાઉં,
તે માટે એના ગુણ ગાઉં;
આટલું બધું જેનાથી મળે,
કપાસ તે ઉગો સહુ સ્થળે.

નૂતનશ્રી.



(કન્યાશાળા માટે)

૧૧

# સીતાજીનો પોપટ

પઢોરે પોપટ રાજા રામના, સતી સીતા પઢાવે,
પાસે બાંધી પાંજરૂં મુખ રામ જપાવે–પઢોરે૦

પોપટ તારા કારણે લીલા વાંસ વેડાવું,
તેનું ઘડાવું પોપટ પાંજરૂં, હીરે રતને જડાવું–પઢોરે૦

પોપટ ! તારે કારણે શી શી રસોઇ બનાવું ?
સાકરનાં કરી ચુરમાં, ઉપર ઘી પીરસાવું.–પઢોરે૦

પાંખ પીળી ને પગ પાંડુરા, કોટે કાંઠલો કાળો,
નરસૈંયાના સ્વામીને ભજો, રાગ તાણી રૂપાળો.
પઢોરે૦

(કન્યાશાળા માટે)

૧૨

# હાલરડું

હાલરડું વહાલું રે,
હો ભાઇને હાલરડું વહાલું;
ગીતે ધુમણું ઘાલું રે,
ભાઇને હાલરડું વહાલું.

રંગીત પારણે પોઢો રસીલા,
ઝાઝા હેતે ઝુલાવું;
ભમરી જડાવું ભાઇને પારણીએ,
પુતળીઓ પધરાવું રે.
ભાઇને હાલરડું વહાલું—૧

ચીતરેલ ચાંચની ચકલી ચઢાવું,
પારણે પોપટ પઢાવું;
ભાઇને રમવા ભલી રીતેથી,
મોરલો સોને મઢાવું રે,
ભાઇને હાલરડું વહાલું—૨

દેશી ખાદાની તાજી તળાઇઓ,
ધારણીએ પથરાવું;
ખાદીની ચાદર ચંપાનાં ફુલડાં,
સૂવાની સેજે બિછાવું રે,
ભાઇને હાલરડું વહાલું.—૩

હીરની દોરીએ હિંચોળું વહાલા,
ઘેરાં ઘેરાં ગીત ગાઉં,
ઊંઘીને ઉઠશો ભાઈ લાડકડા,
ઘાલીશ ગજવે ખાવું રે,
ભાઇને હાલરડું વહાલું.—૪

(પહેલી ચોપડીમાંથી ફેરફાર સાથે)

જય રામ જય રામ જય રામ જય,
શ્રી રામ જય રામ જય રામ જય.

૧૩

# ફૂલવાડી

આપ સમાન બળ નહિ, મેઘ સમાન જળ નહિ,

× × ×

વાવો તેવું લણો, કરો તેવું પામો.

× × ×

કીડી કણ સંગ્રહ કરે, જુઓ જંતુની જાત;
વસે દરે સંપે સદા, સર્વ મળી સંઘાત.

+ + +

જે જન મશ્કરી કરવા જાય, મોડા વહેલો તે સપડાય;
જુઠાણું જલદી પકડાય, આખર જુઠો જન પસ્તાય.

× × ×

ઝાઝા નબળા લોકથી, કદી ન કરીએ વેર;
કીડી કાળા નાગનો, પ્રાણજ લે આ પેર,

× × ×

ઉંડું પાણી કુંજનું, ઉપર લેવા કાજ;
કંકર નાખી કાગડે, પાણી પીધું આજ.

+ + +

ધીરજ ને ચતુરાઇથી, કામ કઠણ જે હોય;
જલ્દી પાર મુકાય છે, ભલે કરી સૌ જોય.

+ + +

ઉમંગથી જે આદરે, સારાં સારાં કામ;
સુખી થાય સંસારમાં, રાખે નિર્મળ નામ.

* * *

જુવાર કહે હું ધોળી ધોળી, મારી ભડકી રૂડી;
રોટલા સાથે છાશ મળે ને, હું ગરીબની બેલી.

* * *

બાજરી કહે મારૂં ઉંચું ઝાડ, મારે માથે ટોપી;
મારા ગુણ કયારે જણાય, કે ખાય દુધ ને રોટી.

* * *

મગ કહે મારો કાળો દાણો, મારે માથે ચાંદું;
બે ચાર મહીના મને ખાય, તો માણસ ઉઠાડું માંદું.

* * *

કારેલું કહે કડવું બડવું, મારે માથે ચોટલી,
જો ખાવાની મજા કરો, તો કરો રસ ને રોટલી.

* * *

દુધી કહે હું લાંબી લીસી, મારે દીસે છાલ;
મારા ખાવામાં સ્વાદ કરે, તો નાંખ ચણાની દાળ.

* * *

તાવ કહે તુરીયામાં વસું, ગલકું દેખી ખડખડ હસું.

* * *

# ઉખાણાં

ભમે ભમે પણ ભમરો નહિ,
કોટે જનોઇ પણ બ્રાહ્મણ નહિ?

—રેંટીઓ.

એક જનાવર ઐડ, તેની ચાંચ બોલે બેડ,
તેનું માથું મુડદાલ, તેનું પૂંછડું પંદર હાથ?

—કોસ.

પઢતો પણ પંડિત નહિ. પૂર્યો પણ નહિ ચોર;
ચતુર હોય તો ચેતજો, મધુરો પણ નહિ મોર!

—પોપટ.

ભરે ફાળ પણ મૃગ નહિ, નહિ સસલો નહિ શ્વાન,
મોં ઉંચું પણ મોર નહિ, સમજો ચતુર સુજાણ?

—દેડકો.

પગથી મોટું પૂંછડું, માથાથી મોટી આંખ,
ચતુર હોય તો ચેતજો, રાજા ભોજ કરે વિચાર?

—તીડ.



# અનુક્રમણિકા.

## ખંડ ૧લો-(બાળ વર્ગ)



## ખંડ ૨જો (પહેલું ધોરણ)





બાળ-વાડી (ભાગ—૧ લો.)

બાળવર્ગ અને પહેલા ધોરણ માં

કવિતાઓનો સંગ્રહ. કિં. ૦—૧—

બાળ-વાડી (ભાગ—૨ જો.)

બીજા અને ત્રીજા ધોરણ માં

કવિતાઓનો સંગ્રહ કિં. ૦—૨—

બાળ-વાડી (ભાગ—૩ જો.)

ચોથા અને પાંચમા ધોરણ માં

કવિતાઓનો સંગ્રહ ( છપાય છે. )

મહાત્મા ગાંધીજીના જીવનના

કેટલાક પ્રસંગો કિં. ૦—૪—૦

બાળ પ્રાર્થના—

સુંદર સુંદર પ્રભુ પ્રાર્થનાઓનો

સંગ્રહ. કિં. ૦—૧—૩



